## એક

એ રાતે અંધારું બહુ જ હતું. મોહન અંધારામાં એકલો જતાં ગભરાય. જમણી તરફથી ભૂત આવશે ને ડાબી તરફથી પ્રેત આવશે એમ એને લાગ્યા કરે. તેમાં આજે તો અંધારી ઘોર રાત હતી.

મોહનને અંધારામાં એકલા જવાનું હતું. જવા કરે છે ત્યાં પગ થંભી ગયા. હૈયું ફડફડ થવા માંડયું. પાસે ઘરની દાઈ રંભા ઊભી હતી. એણે હસીને પૂછ્યું, “શું થયું મોહન?”

“મને બીક લાગે છે, રંભાબાઈ,” મોહને કહ્યું.

રંભા વહાલથી મોહનને માથે હાથ મૂકીને કહેવા લાગી, “ગભરાય છે શા માટે? અંધારું હોય કે ગમે તે હોય, આપણે તો રામનું નામ

nbt.indi
एकः सूते सकलम

બોલતાં ચાલ્યા જઈએ. વાળ પણ વાંકો ન થાય. જેને રામનો સંગાથ તેને વળી શો ભય?"

રંભાની વાત સાંભળીને મોહન તરત આગળ વધ્યો. એની જીભે રામનું નામ રમતું હતું. એને હવે કશાનો ડર ન હતો.

એ દિવસથી મોહનના મનમાંથી ડર જતો રહ્યો. કદીયે એ પોતાને એકલો ન માનતો. એને વિશ્વાસ હતો કે જ્યાં સુધી એની સાથે રામ છે ત્યાં સુધી એને કોઈ કાંઈ કરી શકશે નહીં.

ત્યારથી રામનામ એનો જીવનમંત્ર બની ગયું. એટલે સુધી કે જિંદગીની છેલ્લી ક્ષણે પણ રામનું નામ એની જીભ પર હતું.

## બે

મોહન સ્વભાવથી બહુ જ શરમાળ હતો. જેવો નિશાળ છૂટવાનો ઘંટ વાગે કે તરત દફતર સમેટીને ઘર તરફ ભાગે. બીજા છોકરાઓ

nbt.indi
एकः सूते सकलम्

આખે રસ્તે દોસ્તદારો સાથે ગપ્પાં મારતા ચાલે. કોઈ રમવા માટે રસ્તે રોકાય, કોઈ કાંઈ ખાવાપીવા. પણ મોહન તો ન આમ જુએ ન તેમ. એને એમ કે કોઈ મારી મશ્કરી કરશે તો!

એક વાર નિશાળમાં ઇન્સ્પેક્ટર આવ્યા. એમણે વિદ્યાર્થીઓને પાંચ અંગ્રેજી શબ્દો લખાવ્યા. મોહને બીજા બધા શબ્દો તો બરોબર લખ્યા, પણ 'કેટલ્' શબ્દની જોડણી ખોટી લખી. શિક્ષકે એ જોયું. એમણે ઇન્સ્પેક્ટરની



nbt.indi
एकात्मता सर्वात्मम्

નજર ચુકાવીને બૂટની અણી મારી મોહનને ચેતવ્યો. અને પાસેના છોકરાની સ્લેટમાંથી નકલ કરવા ઈશારો કર્યો. પણ મોહન સમજે તો ને? બધા છોકરાઓના પાંચે શબ્દ સાચા પડયા. એકલા મોહનભાઈ ઠોઠ ઠર્યા.

ઈન્સ્પેક્ટર ચાલ્યા ગયા પછી શિક્ષક મોહન પર ચિડાયા. એમણે કહ્યું, "મેં તો ઈશારો કર્યો હતો કે પાસેવાળા છોકરાની સ્લેટમાંથી નકલ કરી લે. નકલ કરતાં પણ ન આવડે?"

છોકરાઓ ખૂબ હસ્યા.

મોહન ઘેર જવા નીકળ્યો. એના મનમાં દુઃખ ન હતું. એ જાણતો હતો કે પોતે જે કર્યું છે તે બરોબર છે. એના મનમાં દુઃખ હોય તો તે એ વાતનું હતું કે શિક્ષકે એને ચોરી કરવાનું કહ્યું. એમનું કામ તો ચોરી કરતાં રોકવાનું હતું.

nbt.indi
एकः सूते सकलम्

## ત્રણ

ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારે ત્યાં એમણે ફિનિક્સમાં આશ્રમ સ્થાપ્યો.

આશ્રમમાં બાળકોને માટે નિશાળ ખોલવામાં આવી. બાપુ પોતાની રીતે બાળકોને કેળવણી આપવા માગતા હતા. શાળાઓમાં જે રીતે પરીક્ષાઓમાં નંબર આપવામાં આવતા હતા તે એમને પસંદ ન હતું. આશ્રમની શાળામાં બાળકોને ખરી કેળવણી મળે, તેમનું જ્ઞાન વધે અને સારી ટેવો પડે એની ઉપર એમની નજર રહેતી.

પરીક્ષામાં ગુણ આપવાની બાપુની રીત આગવી જ હતી. બધાં બાળકોને એક જ જાતના સવાલ પૂછે. બાળકો પણ એક જ વર્ગનાં હોય. અને તેમ છતાં જેણે વધુ સારા જવાબો લખ્યા હોય એને ઓછા ગુણ મળે. જેણે ઓછા સારા જવાબો લખ્યા હોય એને તેઓ વધુ ગુણ આપે. ગુણ આપવાની બાપુની રીત એમને સમજાતી નહીં. સારા જવાબો લખનારાં બાળકો પોતાને ઓછા ગુણ મળવાનું કારણ પૂછવા લાગ્યાં.

nbt.indi
एक सूत्रे सकलम

બાપુએ એમને સમજાવ્યું : "મારે એ નથી બતાવવું કે રામથી શ્યામ વધુ હોશિયાર છે. એ ગણતરીએ હું ગુણ આપતો પણ નથી. મારે તો એ જોવું છે કે દરેક બાળક પહેલાં જ્યાં હતો ત્યાંથી ખરેખર કેટલો આગળ વધ્યો છે? એ કેટલું વધારે શીખ્યો છે? હોશિયાર છોકરો ઠોઠ છોકરાની સાથે પોતાને સરખાવ્યા કરે અને ગુમાન કરતો ફરે તો એની બુદ્ધિ બુઠ્ઠી થઈ જાય. ઘમંડને લીધે ભણવામાં મહેનત કરવાની જરૂર એને નહીં લાગે. જે વધુ મહેનતથી અને પૂરી ચીવટથી કામ કરે છે તે જ આગળ વધે છે. અને એને હું વધારે ગુણ આપું છું."

વધારે ગુણ મેળવનાર વિદ્યાર્થી પર બાપુ બરોબર નજર રાખતા હતા. એ આગળ વધે છે કે નહીં તેનો પૂરો ખ્યાલ રાખતા. વધુ ગુણ મળવાથી એ ફુલાતો ફરે એમાં એનું શું વળે? આ વાત તેના મન પર એ ઠસાવતા. અને જે ઓછો હોશિયાર વિદ્યાર્થી હોય તે એક વખત

ભલે ઓછા ગુણ લાવ્યો, પણ પછી મહેનત કરીને વધુ ગુણ લાવે તો બાપુ એને વહાલથી શાબાશી આપતા.

## ચાર

ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં જોહાનિસબર્ગમાં વકીલાત કરતા હતા ત્યારની વાત છે. ઘરથી ઑફિસ ત્રણ માઈલ દૂર હતી. ગાંધીજીના સૌથી મોટા દીકરા મણિલાલ ત્યારે તેર વર્ષના હતા. એક વાર ગાંધીજીના સાથી શ્રી પોલાકે મણિલાલને ઑફિસથી એક પુસ્તક લઈ આવવાનું કહેલું. મણિલાલ ભૂલી ગયો. રાતે શ્રી પોલાકે પુસ્તક માગ્યું ત્યારે મણિલાલને યાદ આવ્યું. વાત ગાંધીજી સુધી પહોંચી. ગાંધીજીએ મણિલાલને બોલાવી બહુ વહાલથી પણ દઢતાથી કહ્યું, "બેટા, હું જાણું છું કે રાત અંધારી છે અને રસ્તો સૂમસામ છે. આવતાંજતાં છ માઈલ થાય. પણ તેં પોલાક સાહેબનું પુસ્તક

nbt.indi
एक: सूत्रे संकलम

લાવવા કબૂલ્યું હતું એટલે અત્યારે જ જઈને લઈ આવ."

બાપુનો આદેશ સાંભળીને ઘરનાં સૌ વિમાસણમાં પડી ગયાં. આ તે કેવી કઠોર સજા ! ક્યાં નાનકડો છોકરો ને ક્યાં અંધારી રાત અને વિકટ રસ્તો? છોકરો ભૂલી ગયો તે એમાં શું થઈ ગયું? પુસ્તક કાલે લઈ અવાશે. આ વિચાર સૌના મનમાં જાગ્યા પણ બોલવાની કોઈની હિંમત ન ચાલી. સૌ જાણતાં હતાં કે બાપુ જે વાત એક વાર ઉચ્ચારે છે તે વજ્રલેપ બની જાય છે.

કલ્યાણભાઈએ ચુપકીદી તોડવાની હિંમત કરી. એમણે કહ્યું, "હું પુસ્તક લઈ આવું."

બાપુએ ધીમેથી પણ પહેલાંની જેમ દૃઢતાથી કહ્યું, "લાવવા કબૂલ્યું તો હતું મણિલાલે."

કલ્યાણજીએ કહ્યું, "ભલે, તો મણિલાલ જાય. પણ એની સાથે મને જવા દો."

nbt.indi
एकः सूते सकलम

બાપુ માની ગયા.

મણિલાલ કલ્યાણજીની સાથે ગયો અને પુસ્તક લાવીને શ્રી પોલાકને આપ્યું.

બાપુ પુષ્પથીયે કોમળ અને વજ્રથીયે કઠોર હતા. મણિલાલે જે કામ કરવાનું કબૂલ્યું હતું તે એમણે તેની પાસે પાર પડાવ્યું.

**પાંચ**

મુંબઈમાં કોંગ્રેસનું સંમેલન મળી રહ્યું હતું. ગાંધીજી તાજા જ આફ્રિકાથી પાછા આવ્યા હતા. કાકાસાહેબ કાલેલકર ગાંધીજીને ઉતારે જઈ એમને કામમાં મદદ કરતા.

એક દિવસ ગાંધીજી ટેબલની આસપાસ કશુંક શોધી રહ્યા હતા. એમને હેરાન થતા જોઈ કાકાસાહેબે પૂછ્યું, "શું શોધો છો, બાપુ?"

બાપુએ કહ્યું : "મારી પેન્સિલ ખોવાઈ છે. નાનકડી છે."

nbt.indi
एकः सूते सकलम

એક પેન્સિલની પાછળ બાપુ સમય ખોઈ રહ્યા હતા. હેરાન થઈ રહ્યા હતા. કાકાસાહેબને થયું કે બાપુનો સમય કીમતી છે. એમણે પોતાના ગજવામાંની પેન્સિલ બાપુ આગળ ધરી.

"નહીં, નહીં, મારી એ નાની પેન્સિલ જ મારે જોઈએ." બાપુ બાળકની પેઠે હઠ લઈ બેઠા.

કાકાસાહેબ કહ્યું, "અત્યારે તો આપ આ રાખો. આપની પેન્સિલ પછીથી હું શોધી આપીશ. એ શોધવામાં નાહક આપનો સમય બગડે છે."

બાપુએ કહ્યું, "એ નાનકડી પેન્સિલ મારે માટે બહુ કીમતી છે. તમને ક્યાંથી ખબર હોય? એ પેન્સિલ મને મદ્રાસમાં નટેસનના નાના દીકરા પાસેથી મળી છે. કેટલા પ્રેમથી એણે એ પેન્સિલ આપી હતી! મારાથી એ કેમ ખોવાય? એ બાળકના પ્રેમની એ નિશાની છે."

કાકાસાહેબ પછી આગળ કશું ન બોલ્યા. એમણે જોયું કે કંઈ પણ કહેવું નકામુ હતું. એ પણ ગાંધીજીની સાથે પેન્સિલ શોધવા લાગ્યા. છેવટે જડી. કાકાસાહેબે જોયું તો પેન્સિલનો એ ટુકડો બે ઇંચથી પણ નાનો હતો. પેન્સિલ જડી એટલે ગાંધીજી ખુશ થયા. એ કાંઈ મામૂલી પેન્સિલ ઓછી હતી? એ એક નાના બાળકના પ્યારની નિશાની હતી. બાળકોનો પ્રેમ બાપુને માટે મહામૂલો હતો.

૭

બાપુને મળવા ઘણાં બાળકો આવતાં. એક દિવસ એક નાનકડા બાળકને બાપુનાં કપડાં જોઈને બહુ દુઃખ થયું. આવડા મોટા બાપુ, અને શરીર ઉપર પહેરણ સરખું પણ નહીં. એનાથી પૂછ્યા વગર રહેવાયું નહીં, "બાપુજી, તમે પહેરણ કેમ પહેરતા નથી?"

બાપુએ બાળકને વહાલથી કહ્યું, "મારી

પાસે પૈસા ક્યાં છે? હું તો બહુ ગરીબ માણસ છું. પહેરણને માટે પૈસા ક્યાંથી લાવું?"

બાળકનું દિલ પીગળી ગયું. એણે કહ્યું, "મારી માને સીવતાં આવડે છે. જુઓને, મારાં આ બધાં કપડાં એણે જ સીવ્યાં છે. હું મારી



માને કહીશ. એ તમને પહેરણ સીવી આપશે. પછી તો પહેરશોને ?"

બાપુએ પૂછ્યું, "તારી મા કેટલાં પહેરણ સીવી આપશે ?"

બાળકે કહ્યું, "તમારે કેટલાં જોઈએ ? એક,



બે, ત્રણ. . .? જેટલાં માગશો એટલાં સીવી આપશે."

બાપુ વિચારમાં પડી ગયા. પછી બોલ્યા, "હું કાંઈ એકલો ઓઢશે છું? મારા એકલાથી પહેરણ શી રીતે પહેરાય?"

બાળકે પૂછ્યું, "પણ કેટલાં પહેરણથી તમારું કામ ચાલે? હું મા પાસેથી એટલાં પહેરણ સિવડાવી લાવીશ. કહોને બાપુ, તમને કેટલાં પહેરણ જોઈએ?"

બાપુએ બાળકને સમજાવ્યો, "મારે તો ચાળીસ કરોડ ભાઈભાંડુ છે. જ્યાં સુધી એ બધાંનાં શરીર પર કપડાં નહીં હોય ત્યાં સુધી હું શી રીતે પહેરવાનો? બોલ, તારી માતા એ બધાંને માટે સીવી આપશે?" બોલીને બાપુ બાળકના મોં તરફ જોઈ રહ્યા. બાળક વિચારમાં પડી ગયો. ચાળીસ કરોડ ભાઈભાંડુ! બાપુ કહે છે એ બરોબર છે. જ્યાં સુધી એ સૌનાં શરીર પર પહેરણ ન હોય ત્યાં સુધી એ પોતે શી રીતે

nbt.indi
एकः सूते सकलम

પહેરે ? બાપુ સૌથી મોટા છે, સૌના બાપુ છે. ભોળા બાળકની સમજમાં આવ્યું કે આખો દેશ એ બાપુનો પરિવાર છે. દરેક દેશવાસી એમનો ભાંડુ છે. એ સૌના સાથી, સૌના દોસ્ત છે. એક પહેરણથી ઓછું જ એમનું કામ ચાલવાનું હતું !

## સાત

એક દિવસ યરવડા જેલમાં બાપુએ વાતની વાતમાં સરદાર વલ્લભભાઈ પટેલને કહ્યું, "સંઘર્યો સાપ પણ કામનો." પોતાની વાતના ટેકામાં એમણે એક વાર્તા કહી.

એક ડોસીને ત્યાં સાપ નીકળ્યો. ડોસીએ બુમરાણ મચાવી મૂકી. આડોશીપાડોશી દોડી આવ્યાં. બધાંએ મળીને સાપને મારી નાખ્યો અને પછી પોતપોતાને ઘેર ચાલ્યાં ગયાં. ડોસીએ સાપને દૂર નાખી આવવાને બદલે ઘરના છાપરા પર નાખી દીધો.

nbt.indi
एक: सते सकलम

હવે એવું બન્યું કે આકાશમાં ઊડતી એક સમડીએ એ સાપને જોયો. ક્યાંકથી એ મોતીનો હાર ઉપાડી લાવી હતી તે એના મોંમાં હતો. એણે હાર ફેંકી દીધો અને સાપને ઉપાડીને ઊડી ગઈ. ડોસીએ છાપરા પર ચળકચળક થતી વસ્તુ જોઈ. વાંસડો લઈ સેરવીને ઉતારી. જુએ છે તો મોતીનો હાર. ડોસીની ખુશાલીનો પાર રહ્યો નહીં. સાપ સંઘર્યો તો ડોસીને હાર મળ્યો.

બાપુએ પોતાની વાર્તા પૂરી કરી એટલે સરદાર વલ્લભભાઈએ બીજી એક વાર્તા સંભળાવી.

એક વાણિયાને ત્યાં સાપ નીકળ્યો. એને મારનાર કોઈ ન મળે. વાણિયામાં એને મારવાની હિંમત ન હતી. વળી પ્રાણીહત્યા કરવાનો જીવ પણ ન ચાલે. એટલે તપેલા તળે ઢાંક્યો. રાતે ચોર આવ્યો. તપેલા નીચે કોઈ કીમતી વસ્તુ સંતાડી રાખી હશે એમ માની ઉઘાડવા ગયો ત્યાં સાપ કરડ્યો. આવ્યો હતો

nbt.india
एक: सूत्रे संकलम

ચોરી કરવા, અને એનો જીવ જોખમમાં આવી પડયો.

**આઠ**

ચરખાસંઘ માટે પૈસા ઉઘરાવવા ગાંધીજી એક ગામથી બીજે ગામ, એક શહેરથી બીજે શહેર યાત્રા કરી રહ્યા હતા.



ઓરિસ્સામાં એમનું ભ્રમણ ચાલતું હતું. એક સભામાં એમણે ભાષણ કર્યું. ભાષણ પૂરું થયું ત્યાં એક અત્યંત ઘરડી બાઈ ઊઠીને એમની પાસે આવી. એના વાળ સફેદ પૂણી જેવા હતા. કમ્મર વાંકી વળી ગઈ હતી. ડોસીની દશા ચીંથરેહાલ હતી. સ્વયંસેવકોએ એને ગાંધીજી પાસે જતાં રોકી, પણ ઝઘડીને એ બાપુ પાસે આવી પહોંચી.



"આપનાં દર્શન કરવાં છે," કહીને એ ગાંધીજીને પગે લાગી. પછી એણે એની ઓટીમાંથી એક અધેલો કાઢીને ગાંધીજીના પગ આગળ મૂકયો. પછી શાંતિથી એ ચાલી ગઈ.

ગાંધીજીએ અધેલો ઉઠાવીને પોતાની ઓટીમાં ખોસી દીધો.

ચરખાસંઘનો બધો હિસાબ શેઠ જમનાલાલ બજાજ રાખતા હતા. તેઓ પાસે જ બેઠા હતા. તેમણે અધેલાની ઉઘરાણી કરી, "લાવો, જમા કરી દઈએ."

પણ બાપુ આપે તો ને?

જમનાલાલજીએ હસીને કહ્યું, "ચરખાસંઘના હજારો રૂપિયાના ચેક હું લઉં છું. આ અધેલા અંગે આપને મારી ઉપર વિશ્વાસ નથી બેસતો?"

ગાંધીજીએ કહ્યું, "આ અધેલો તો હજારો રૂપિયાથી વધારે છે. માણસ પાસે લાખો હોય

nbt.india
एकः सूते सकलम्

અને એમાંથી હજાર - બે હજાર આપી દે એમાં મોટી વાત નથી. પણ એ ઘરડી, ગરીબ, ચીંથરેહાલ બાઈની તો કદાચ આ અધેલો જ કુલ પૂંજી હશે. એણે તો પોતાનું સર્વસ્વ આપી દીધું. કેટલો ઉદાર જીવ હશે એ ! તેથી તેનો આ અધેલો તો મારે મન કરોડો કરતાં વધારે છે."

## નવ

નોઆખાલીની વાત છે. હિંદુ અને મુસલમાનો વચ્ચે હુલ્લડો થયાં હતાં. તે પછી લોકોનાં હૈયાંમાં આગ સળગી રહી હતી. તેને બુઝાવવા ગાંધીજી પગપાળા યાત્રા કરી રહ્યા હતા. સવારે એક ગામથી નીકળતા અને સાત વાગતાં તો બીજે ગામ પહોંચી જતા. ત્યાં પહોંચીને પહેલાં લખવા-લખાવવાનું તે કામ પતાવી લેતા. તે પછી સ્નાન કરતા. સ્નાન કરતી વખતે પગ સાફ કરવા માટે એ એક ખરબચડો પથ્થર વાપરતા. એ પથ્થર વરસો પહેલાં



nbt.indi
एकः सते सकलम

મીરાંબહેને એમને આપ્યો હતો. બાપુએ એને બહુ સાચવીને રાખ્યો હતો. એ જ્યાં જતા, ત્યાં એ પથ્થર પણ સાથે હોય જ.

બાપુ એક ગામે પહોંચ્યા. નાહવાની તૈયારી કરતાં મનુબહેને જોયું તો પથ્થર ન મળે. બહુ શોધ્યો, પણ મળ્યો નહીં. બાપુને એણે વાત કરી. કાલે જે વણકરને ઘેર રહ્યા હતા ત્યાં રહી ગયો હોવો જોઈએ. હવે?

બાપુ થોડી વાર વિચારમાં પડી ગયા. પછી બોલ્યા, "એ પથ્થર તું જાતે જઈને શોધી લાવ. તું એકલી જ જા. એક વખત આમ કરીશ એટલે બીજી વખત ભૂલ નહીં થાય."

મનુબહેને પૂછ્યું, "કોઈ સ્વયંસેવકને સાથે લઈ જાઉં?"

બાપુએ સામેથી પૂછ્યું, "કેમ?"

મનુ મૂંગી રહી ગઈ. કહી ન શકી કે એકલાં જતાં ડર લાગે છે. નોઆખાલીમાં નાળિયેરી અને સોપારીનાં વન. અજાણ્યો માણસ ભૂલો

nbt.indi
एकः सते सकलम

જ પડી જાય. વળી મનુની ઉંમર એ વખતે ૧૫-૧૬ વરસની હતી. કદી ક્યાંય એકલી ગઈ ન હતી. પણ બાપુના, "કેમ"નો જવાબ એનાથી આપી શકાયો નહીં.

જે રસ્તે બધાં આવ્યાં હતાં તે રસ્તે એ નીકળી પડી. પગલાંની નિશાનીએ એ પેલા ગામે પહોંચી ગઈ. વણકરનું ઘર પણ મળી ગયું. એ ઘરમાં એક ડોસી રહેતી હતી. એણે મનુને જોતાં જ ઓળખી લીધી. બાપુની સાથે આ ઘરમાં કાલે રહી હતી તે જ એ છોકરી છે. એણે બહુ સ્નેહથી મનુનું સ્વાગત કર્યું. મનુના હાલ જોવા જેવા હતા. એક તો બાપુ પર ખીજ, બીજી આટલી લાંબી પગપાળા સફર. એણે ડોસીમાને પોતાના આવવાનું કારણ કહ્યું. માજીને શી ખબર કે પથ્થરનો એ ટુકડો આટલો અણમોલ હશે. એમણે તો એને કચરા ભેગો ક્યાંક પધરાવી દીધો હતો. બંને મળીને શોધવા લાગ્યાં. સદ્‌ભાગ્યે પથ્થર હાથ લાગ્યો. મનુના

આનંદનો પાર ન રહ્યો.

સવારે સાડા સાત વાગ્યે મનુ મુકામ પરથી નીકળી હતી. પાછી આવી ત્યારે એક વાગી ગયો હતો. પંદર માઈલ ચાલવું પડયું હતું. થાકીને લોથપોથ થઈ ગઈ હતી. ભૂખ પણ કકડીને લાગી હતી. રીસ હજી ઊતરી ન હતી. સીધી બાપુ પાસે પહોંચી અને એમના ખોળામાં પથ્થર મૂકીને રડી પડી.

બાપુએ પ્યારથી કહ્યું, "આ પથરાને બહાને આજે તારી ખૂબ કસોટી થઈ. જાણે છે, આ પથ્થર પચીસ વરસથી મારો સાથી છે! જેલમાં હોઉં કે મહેલમાં, એ સદા મારી સાથે જ રહ્યો છે. આવા પથરા ઘણા મળી રહેશે એવી બેદરકારી બરોબર ન કહેવાય. હું તને એ જ શીખવવા માગતો હતો."

મનુએ કહ્યું, "બાપુજી, મેં કદી ભગવાનનું નામ સાચા દિલથી લીધું હોય તો તે આજે."

બાપુએ કહ્યું, "મારે સ્ત્રીઓને નીડર

nbt.indi
एकः सते सकलम

બનાવવી છે. આજે કસોટી તારી એકલીની ન હતી, ખરું પૂછે તો મારી પણ હતી." મનુ કાંઈ બોલી નહીં. પણ મનોમન એ સમજી જરૂર હશે કે બાપુની શીખવવાની રીત બિલકુલ અનોખી હતી.




Printed at: Rakmo Press Pvt. Ltd., Okhla Phase-1, New Delhi-110020